॥ ઓ૩મ્ ॥ ૧૫૪૯૨

## શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમદ્દયાનંદ સરસ્વતી સ્વામી વિરચિત સ્વમન્તવ્યામન્તવ્ય પ્રકાશનું ગુજરાતીમાં સરળ ભાષાંતર.



સર્વતન્ત્ર સિદ્ધાંત અર્થાત સામ્રાજ્ય સાર્વજનિક ધર્મ જેને સદા સર્વ માનતા આવ્યા છે, માને છે અને માનશે પણ, તેટલા માટે તેને સનાતન નિત્યધર્મ કહે છે, કે જેના વિરોધી કોઇ પણ હોઇ શકે નહિ. જો અવિદ્યાયુક્ત જન અથવા કોઇ મતવાળાનો ભ્રમાયલો મનુષ્ય જે બાબતને અન્યથા જાણે કે માને, જેનો સ્વીકાર કોઇ પણ બુદ્ધિમાન નથી કરતા, કિન્તુ જેને આપ્ત અર્થાત સત્યમાની, સત્યવાદી, સત્યકારી, પરોપકારી, પક્ષપાતરહિત વિદ્વાન માને છે. તેજ સર્વને મન્તવ્ય અને જેને નથી માનતા તે અમન્તવ્ય હોવાથી પ્રમાણ યોગ્ય નથી હોતું.

હવે જે વેદાદિ સત્યશાસ્ત્ર અને બ્રહ્માથી લઇ જૈમિનિમુનિ પર્યંત ઋષિમુનિઓએ માનેલા ઈશ્વરાદિ પદાર્થ છે—જેને હું પણ માનું છું, તે સર્વ સજ્જન મહાશયોની સામે પ્રકાશિત કરૂં છું. હું પોતાનું મન્તવ્ય તેજ જાણું છું કે જે ત્રણ કાળમાં સર્વને એક સરખું માનવા યોગ્ય છે. મારો કોઇ નવીન કલ્પના કે મતમતાન્તર ચલાવવાનો લેશ માત્ર પણ અભિપ્રાય નથી. કિન્તુ જે સત્ય છે તેને માનવું. મનાવવું અને જે અસત્ય છે તેને છોડવું અને છોડાવવું મને અભીષ્ટ છે. જો હું પક્ષપાત કરત તો આર્યાવર્તના પ્રચલિત મતોમાંથી કોઇ એક મતનો આગ્રહી હોત. કિન્તુ જે જે આર્યાવર્ત કે અન્ય દેશોમાં અધર્મયુક્ત ચાલ ચલણ છે, તેનો સ્વીકાર અને જે ધર્મયુક્ત વાતો છે તેનો ત્યાગ નથી કરતો, અને નથી કરવા ચાહતો, કેમકે એમ કરવું મનુષ્યધર્મથી વિરુદ્ધ છે. મનુષ્ય તેનેજ કહેવો કે જે મનનશીલ થઇ સ્વાત્મવત્ અન્યોનાં સુખ દુઃખ અને હાનિલાભ સમજે. અન્યાયકારી બળવાન હોય પણ તેનાથી ન ડરે અને ધર્માત્મા નિર્બળ હોય છતાં તેનાથી ડરતા રહે. એટલુંજ નહિ કિન્તુ પોતાના સર્વ સામર્થ્યથી ધર્માત્માઓને ચાહે; તે મહા અનાથ, નિર્બળ અને ગુણરહિત કેમ ન હોય તોપણ તેની રક્ષા, ઉન્નતિ, પ્રિયાચરણ, અને અધર્મી ચાહે ચક્રવર્તી, સનાથ, મહાબળવાન અને ગુણવાન પણ

હોય તથાપિ તેનો નાશ, અવનતિ અને અપ્રિયાચરણ સદા કર્યા કરે અર્થાત્ જ્યાંસુધી બની શકે ત્યાંસુધી અન્યાયકારિયોના બળની હાનિ અને ન્યાયકારીઓના બળની ઉન્નતિ સર્વથા કર્યા કરે. એ કામમાં ચાહે તેને કેટલુંએ દારૂણ દુઃખ પ્રાપ્ત થાય, ચાહે પ્રાણ પણ ભલે જાય. પરંતુ આ મનુષ્યરૂપ ધર્મથી પૃથક્ કદી ન થાય. એ વિષે શ્રીમાન્ મહારાજા ભર્તૃહરિજી આદિએ શ્લોક કહ્યા છે તેમનું લખવું ઉપર્યુક્ત સમજી લખું છું:—

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥ १ ॥ भर्तृहरिः ॥
न जातु कामान्न भयान्न लोभाद्
धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ।
धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये
जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ॥ २ ॥ महाभारते ॥
एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः ।
शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥ ३ ॥ मनुः ॥
सत्यमेव जयते नानृतं सत्येन पन्था विततो देवयानः ।
येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत्सत्यस्य परमं
निधानम् ॥ ४ ॥

नहि सत्यात्परो धर्मो नानृतात्पातकं परम् ।
नहि सत्यात्परं ज्ञानं तस्मात् सत्यं समाचरेत् ॥५॥ उ० नि०

આ મહાશયોના શ્લોકોના અભિપ્રાયાનુકૂલ સર્વેએ નિશ્ચય રાખવો યોગ્ય છે.

હવે હું જે જે પદાર્થોને જેવા જેવા માનું છું, તેનું વર્ણન સંક્ષેપથી અહીં કરૂં છું-કે જેનું વિશેષ વ્યાખ્યાન સત્યાર્થપ્રકાશ તે તે પ્રકરણમાં કરી દીધું છે. તેમાંથી:—

૧. પ્રથમ "ઈશ્વર" કે જેનાં બ્રહ્મ પરમાત્માદિ નામ છે, જે સચ્ચિદાનંદાદિ લક્ષણયુક્ત છે, જેનાં ગુણ, કર્મ, સ્વભાવ પવિત્ર છે; જે

સર્વજ્ઞ, નિરાકાર, સર્વવ્યાપક, અજન્મા, અનન્ત, સર્વશક્તિમાન્, દયાળુ, ન્યાયકારી, સર્વ સૃષ્ટિના કર્તા, ધર્તા, હર્તા; સર્વ જીવોને કર્માનુસાર સત્ય-ન્યાયથી ફળદાતા આદિ લક્ષણયુક્ત છે તેનેજ પરમેશ્વર માનું છું.

૨. ચારે "વેદ" (વિદ્યા ધર્મયુક્ત ઇશ્વરપ્રણીત સંહિતા મંત્ર ભાગ) ને નિર્ભ્રાન્ત સ્વતઃપ્રમાણ માનું છું. એ સ્વયં પ્રમાણરૂપ છે, એટલે જેના પ્રમાણ હોવામાં કોઇ અન્ય ગ્રન્થની અપેક્ષા નથી. જેમ સૂર્ય કે પ્રદીપ પોતાના સ્વરૂપના સ્વતઃ પ્રકાશક હોય છે તેમજ ચારે વેદ છે. અને ચારે વેદોના બ્રાહ્મણ, ૭ અંગ, ૭ ઉપાંગ, ચાર ઉપવેદ, અને ૧૧૨૭ અગ્યારસો સત્તાવીશ વેદોની શાખા જે કે વેદોના વ્યાખ્યાનરૂપ બ્રહ્માદિ મહર્ષિઓએ બનાવેલ ગ્રંથ છે. તેને પરતઃપ્રમાણ અર્થાત્ વેદાનુકુલ હોવાથી પ્રમાણ અને જે એમાં વેદવિરૂદ્ધ વચન છે તેને અપ્રમાણ માનું છું.

૩. જે પક્ષપાતરહિત ન્યાયાચરણ, સત્યભાષણાદિ યુક્ત ઇશ્વરાજ્ઞા વેદોથી અવિરૂદ્ધ છે તેને ધર્મ અને જે પક્ષપાત સહિત, અન્યાયાચરણ, મિથ્યાભાષણાદિ ઇશ્વરાજ્ઞાભંગ વેદ વિરૂદ્ધ છે તેને અધર્મ માનું છું.

૪. જે ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ અને જ્ઞાનાદિ ગુણયુક્ત અલ્પજ્ઞ નિત્ય છે તેને જીવ માનું છું.

૫. જીવ અને ઇશ્વર સ્વરૂપ અને વૈધર્મ્યથી ભિન્ન અને વ્યાપ્ય-વ્યાપક અને સાધર્મ્યથી અભિન્ન છે, અર્થાત્ જેવી રીતે આકાશથી મૂર્તિમાન્ દ્રવ્ય કદી ભિન્ન ન હતાં, ન છે, ન થશે અને ન કદી એક હતાં, ન છે. અને ન થશે—એજ પ્રકારે પરમેશ્વર અને જીવને વ્યાપ્ય-વ્યાપક, ઉપાસ્યઉપાસક અને પિતાપુત્ર આદિ સંબંધયુક્ત માનું છું.

૬. અનાદિ પદાર્થ ત્રણ છે. એક ઇશ્વર, બીજો જીવ, ત્રીજી પ્રકૃતિ અર્થાત્ જગતનું કારણ એમને નિત્ય પણ કહે છે. જે નિત્ય પદાર્થ છે તેમના ગુણ, કર્મ સ્વભાવ પણ નિત્ય છે.

૭. "પ્રવાહથી અનાદિ" જે સંયોગથી દ્રવ્ય, ગુણ, કર્મ ઉત્પન્ન થાય છે તે વિયોગ પશ્ચાત્ નથી રહેતાં. પરન્તુ જેનાથી પ્રથમ સંયોગ થાય છે તે સામર્થ્ય તેનામાં અનાદિ છે અને તેનાથી પુનરપિ સંયોગ થશે તથા વિયોગ પણ, એ ત્રણને પ્રવાહથી અનાદિ માનું છું.

૮. "સૃષ્ટિ" તેને કહે છે જે પૃથક્ દ્રવ્યોનું, જ્ઞાનયુક્તિપૂર્વક મેળ થઇ નાના રૂપ બનવું.

૯. "**સૃષ્ટિનું પ્રયોજન**" એજ છે કે જેમાં ઇશ્વરના સૃષ્ટિનિમિત્ત ગુણ, કર્મ, સ્વભાવનું સાફલ્ય થવું. જેમ કોઇએ કોઇને પૂછ્યું કે નેત્ર શા માટે છે? તેણે કહ્યું જોવા માટે. તેમજ સૃષ્ટિ કરવાના ઇશ્વરના સામર્થ્યની સફલતા સૃષ્ટિ કરવામાં છે અને જીવોના કર્મોનો યથાવત્ ભોગ કરવો આદિ પણ.

૧૦ "**સૃષ્ટિ સકર્તૃક**" છે, એનો કર્તા પૂર્વોક્ત ઇશ્વર છે. કેમકે સૃષ્ટિની રચના જોવાથી અને જડ પદાર્થોમાં આપોઆપ યથાયોગ્ય બીજાદિ સ્વરૂપ બનવાનું સામર્થ્ય ન હોવાથી સૃષ્ટિકર્તા અવશ્ય છે.

૧૧. "**બન્ધ**" સનિમિત્તક અર્થાત્ અવિદ્યા નિમિત્તથી છે જે જે પાપકર્મઇશ્વરભિન્નોપાસના અજ્ઞાનાદિ સર્વ દુઃખફળ કરવાવાળાં છે એટલા માટે આ બન્ધ છે કે જેની ઇચ્છા નહીં ને ભોગવવાં પડે છે.

૧૨. "**મુક્તિ**" અર્થાત્ સર્વ દુઃખથી છુટી બન્ધરહીત સર્વવ્યાપક ઇશ્વર અને તેની સૃષ્ટિમાં સ્વેચ્છાથી વિચરવું, નિયત સમય પર્યન્ત મુક્તિના આનન્દને ભોગવી પુનઃ—સંસારમાં આવવું.

૧૩. "**મુક્તિસાધન**" ઇશ્વરોપાસના અર્થાત્ યોગાભ્યાસ, ધર્માનુષ્ઠાન, બ્રહ્મચર્યથી વિદ્યાપ્રાપ્તિ, આપ્ત વિદ્વાનોનો સંગ, સત્યવિદ્યા, સુવિચાર અને પુરૂષાર્થ આદિ છે.

૧૪. "**અર્થ**" તે છે કે જે ધર્મથીજ પ્રાપ્ત કરવામાં આવે અને જે અધર્મથી સિદ્ધ થાય છે તેને "**અનર્થ**" કહે છે.

૧૫. "**કામ**" તે છે કે જે ધર્મ અને અર્થથી પ્રાપ્ત કરવામાં આવે છે.

૧૬. "**વર્ણાશ્રમ**" ગુણ, કર્મોની યોગ્યતાથી માનું છું.

૧૭. "**રાજા**" તેને કહે છે કે જે શુભ ગુણ કર્મ સ્વભાવથી પ્રકાશમાન, પક્ષપાત રહિત, ન્યાયધર્મને સેવી, પ્રજાઓમાં પિતૃવત્ વર્તે અને તેમને પુત્રવત્ માની તેમની ઉન્નતિ અને સુખ વધારવામાં સદા યત્ન કર્યા કરે.

૧૮. "**પ્રજા**" તેને કહે છે કે જે પવિત્ર ગુણ, કર્મ, સ્વભાવ ધારણ કરી પક્ષપાત રહિત ન્યાયધર્મના સેવનથી રાજા અને પ્રજાની ઉન્નતિ ચાહતા થકી રાજવિદ્રોહ રહિત રાજા સાથે પુત્રવત્ વર્તે.

૧૯. જે સદા વિચાર કરી અસત્ય છોડી, સત્ય ગ્રહણ કરે અન્યાયકારીઓને હઠાવે અને ન્યાયકારીઓને વધારે, પોતાના આત્મા સમાન

સર્વનું સુખ ઇચ્છે તે " ન્યાયકારી " છે, તેને હું પણ ઠીક માનું છું.

૨૦. " દેવ " વિદ્વાનોને અને અવિદ્વાનોને " અસુર ", પાપિયોને " રાક્ષસ " અને અનાચારીઓને " પિશાચ " માનું છું.

૨૧. તેમજ વિદ્વાનો, માતા, પિતા, આચાર્ય, અતિથિ, ન્યાયકારી રાજા અને ધર્માત્મા જન, પતિવ્રતા સ્ત્રી અને પત્નીવ્રત પતિનો સત્કાર કરવો " દેવપૂજા " કહેવાય છે; એનાથી વિપરીત " અદેવપૂજા " વિદ્વાનાદિની મૂર્તિયોને પૂજ્ય અને ઇતર પાષણાદિ જડ મૂર્તિયોને સર્વથા અપૂજ્ય સમજું છું.

૨૨. " શિક્ષા " જેથી વિદ્યા, સભ્યતા, ધર્માત્મતા, જિતેન્દ્રિયતાદિની વૃદ્ધિ થાય અને અવિદ્યાદિ દોષ છૂટે તેને શિક્ષા કહે છે.

૨૩. " પુરાણ " જે બ્રહ્માદિના બનાવેલાં ઐતરેયાદિ બ્રાહ્મણ ગ્રંથો છે, તેમનેજ પુરાણ, ઇતિહાસ, કલ્પ, ગાથા અને નારાશંસી નામથી માનું છું-અન્ય ભાગવતાદિને નહીં.

૨૪. " તીર્થ " જેનાથી દુઃખસાગરથી પાર ઉતરાય, કે જે સત્ય-ભાષણ, વિદ્યા, સત્સંગ, યમાદિ યોગાભ્યાસ, પુરૂષાર્થ, વિદ્યાદાનાદિ શુભ કર્મ છે તેને તીર્થ સમજું છું. ઇતર જલસ્થલાદિને નહિ.

૨૫. " પુરૂષાર્થ પ્રારબ્ધથી શ્રેષ્ઠ " એટલા માટે છે કે જેથી સંચિત પ્રારબ્ધ બને છે. જેના સુધરવાથી સર્વ સુધરે છે અને જેના બગડવાથી સર્વ બગડે છે, એથી પ્રારબ્ધની અપેક્ષા પુરૂષાર્થ શ્રેષ્ઠ છે.

૨૬. મનુષ્યે સર્વ સાથે યથાયોગ્ય સ્વાત્મવત સુખદુઃખ, હાનિ-લાભમાં વર્ત્તવું શ્રેષ્ઠ અને અન્યથા વર્તવું બુરૂં-અધમ સમજું છું.

૨૭. " સંસ્કાર " તેને કહે છે કે જેનાથી શરીર, મન અને આત્મા ઉત્તમ બને તે નિષેકાદિ શ્મશાનાન્ત સોળ પ્રકારના છે. એને કર્ત્તવ્ય સમજું છું, અને દહન પશ્ચાત્ મૃતક માટે કાંઈ પણ ન કરવું જોઇયે.

૨૮. " યજ્ઞ " તેને કહે છે કે જેમાં વિદ્વાનોનો સત્કાર, યથાયોગ્ય શિલ્પ અર્થાત્ રસાયન એટલે કે પદાર્થવિદ્યાનો ઉપયોગ અને વિદ્યાદિ શુભ ગુણોના દાન, અગ્નિહોત્રાદિ જેનાથી વાયુ, વૃષ્ટિ, જલ, ઔષધિની પવિત્રતા કરી, સર્વ જીવોને સુખ પહોંચાડવું છે તેને ઉત્તમ સમજું છું.

૨૯. જેવી રીતે "આર્ય" શ્રેષ્ઠ અને "દસ્યુ" દુષ્ટ મનુષ્યોને કહે છે તેમજ હું પણ માનું છું.

૩૦. "આર્યાવર્ત્ત" દેશ આ ભૂમિનું નામ એટલા માટે છે કે એમાં આદિ સૃષ્ટિથી આર્ય લોક નિવાસ કરે છે. પરંતુ એની અવધિ ઉત્તરમાં હિમાલય, દક્ષિણમાં વિન્ધ્યાચળ, પશ્ચિમમાં અટક અને પૂર્વમાં બ્રહ્મપુત્રા નદી છે. એ ચારેના મધ્ય જેટલો દેશ છે તેને "આર્ય્યાવર્ત્ત" કહે છે. અને જે એમાં સદા રહે છે તેને "આર્ય્ય" કહે છે.

૩૧. જે સાંગોપાંગ વેદ વિદ્યાઓના અધ્યાપક, સત્યાચારનું ગ્રહણ અને મિથ્યાચારનો ત્યાગ કરાવે તે "આચાર્ય્ય" કહેવાય છે.

૩૨. શિષ્ય તેને કહે છે કે જે સત્ય શિક્ષા અને વિદ્યાને ગ્રહણ કરવા યોગ્ય ધર્માત્મા વિદ્યા ગ્રહણ કરવાની ઇચ્છા વાળો અને આચાર્ય્યનું પ્રિય કરવાવાળો હોય.

૩૩. "ગુરૂ" માતા પિતા અને જે સત્યનું ગ્રહણ કરાવે અને અસત્યને છોડાવે તે પણ "ગુરૂ" કહેવાય છે.

૩૪. "પુરોહિત" જે યજમાનનો હિતકારી સત્યોપદેષ્ટા હોય.

૩૫. "ઉપાધ્યાય" તેને કહે છે કે જે વેદોનો એક દેશ અથવા અંગોને ભણાવતો હોય.

૩૬. "શિષ્ટાચાર" ધર્માચરણપૂર્વક બ્રહ્મચર્યથી વિદ્યા ગ્રહણ કરી પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સત્યાસત્યનો નિર્ણય કરી, સત્યનું ગ્રહણ, અને અસત્યનો પરિત્યાગ એ જ શિષ્ટાચાર અને જે એ કરે છે તે શિષ્ટ કહેવાય છે.

૩૭. પ્રત્યક્ષાદિ "આઠ પ્રમાણ" ને પણ માનું છું.

૩૮. "આપ્ત" જે યથાર્થ વક્તા, ધર્માત્મા, સર્વ સુખાર્થે પ્રયત્નકર્તા છે તેને જ આપ્ત કહું છું.

૩૯. "પરીક્ષા" પાંચ પ્રકારની છે, તેમાંથી પ્રથમ ઇશ્વર તેના ગુણ, કર્મ, સ્વભાવ અને વેદવિદ્યા, ૨–પ્રત્યક્ષાદિ આઠ પ્રમાણ, ૩–સૃષ્ટિક્રમ, ૪–આપ્તોના વ્યવહાર, અને ૫–સ્વ આત્માની પવિત્રતા–વિદ્યા. એ પાંચ પરીક્ષાઓથી સત્યાસત્યનો નિર્ણય કરી સત્યનું ગ્રહણ અને અસત્યનો પરિત્યાગ કરવો જોઇએ.

૪૦ "પરોપકાર" જેથી સર્વ મનુષ્યોના દુરાચાર દુઃખ છુટી શ્રેષ્ઠાચાર અને સુખ વધે તે કરવાને પરોપકાર કહું છું.

૪૧. "સ્વતન્ત્ર પરતન્ત્ર" જીવ પોતાના કર્મોમાં સ્વતંત્ર અને કર્મફળ ભોગવવાને ઈશ્વરની વ્યવસ્થાથી પરતન્ત્ર, તેમજ ઇશ્વર પોતાના

સત્યાચાર આદિ કામ કરવામાં સ્વતંત્ર છે.

૪૨. "**સ્વર્ગ**" નામ સુખ વિશેષ ભોગ અને તેની સામગ્રીની પ્રાપ્તીનું છે.

૪૩. "**નરક**" જે દુઃખ વિશેષ ભોગ અને તેની સામગ્રીને પ્રાપ્ત થવું છે તે.

૪૪. "**જન્મ**" જે શરીર ધારણુ કરી પ્રકટ થવું તે પુર્વ, પર, અને મધ્ય ભેદથી ત્રણે પ્રકારના માનું છું.

૪૫. શરીરના સંયોગનું નામ "**જન્મ**" અને વિયોગ માત્રને "**મૃત્યુ**" કહે છે.

૪૬. "**વિવાહ**" જે નિયમપૂર્વક પ્રસિદ્ધિથી પોતાની ઇચ્છા થતાં પ્રાણિગ્રહણ કરવું તે વિવાહ કહેવાય છે.

૪૭. "**નિયોગ**" વિવાહની પશ્ચાત્ પતિના મૃત્યુ પામવા આદિ વિયોગમાં અથવા નપુંસકત્વાદિ સ્થિર રોગોમાં સ્ત્રી અથવા પુરૂષે આપત્કાલમાં સ્વવર્ણ કે પોતાથી ઉત્તમ વર્ણસ્થ સ્ત્રી અથવા પુરૂષ સાથે સંતાનોત્પત્તિ કરવી.

૪૮. "**સ્તુતિ**" ગુણકીર્તન, શ્રવણ અને જ્ઞાન થવું; એનું ફળ પ્રીતિ આદિ થાય છે.

૪૯. "**પ્રાર્થના**" સ્વસામર્થ્ય ઉપરાંત ઇશ્વરના સંબંધથી જે વિજ્ઞાન આદિ પ્રાપ્ત થાય છે, તેને માટે ઇશ્વર પાસે યાચના કરવી એનું ફળ નિરાભિમાન આદિ થાય છે.

૫૦. "**ઉપાસના**" જેવા ઇશ્વરના ગુણ, કર્મ, સ્વભાવ પવિત્ર છે, તેવા પોતાના કરવા. ઇશ્વરને સર્વવ્યાપક પોતાને વ્યાપ્ય જાણી, ઇશ્વર સમીપ હું અને મારા સમીપ ઇશ્વર છે એવો નિશ્ચય યોગાભ્યાસથી સાક્ષાત્ કરવો એ ઉપાસના કહેવાય છે. એનું ફળ જ્ઞાનની ઉન્નતિ આદિ છે.

૫૧. "**સગુણનિર્ગુણસ્તુતિપ્રાર્થનોપાસના**" જે જે ગુણ પરમેશ્વરમાં છે તેનાથી યુકત અને જે જે ગુણ નથી તેનાથી **પૃથક્** માની પ્રશંસા કરવી સગુણ નિર્ગુણ સ્તુતિ, શુભ ગુણોના ગ્રહણની ઇચ્છા અને દોષ છોડાવવા માટે પરમાત્માની સહાય ચાહવી સગુણ નિર્ગુણ પ્રાર્થના અને સર્વ ગુણો સહિત સર્વ દોષોથી રહિત પરમેશ્વરને માની સ્વ–આત્માને તેને અને તેની આજ્ઞાને અર્પણ કરી દેવો સગુણ નિર્ગુણોપાસના કહેવાય છે.

 ૧૫૪૮૨

આ સંક્ષેપે સ્વસિદ્ધાંત દર્શાવી દીધા છે. એની વિશેષ વ્યાખ્યા સત્યાર્થપ્રકાશના દરેક પ્રકરણમાં છે, તથા ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકા આદિ ગ્રંથોમાં પણ દર્શાવી છે. અર્થાત જે જે વાત સર્વના સામે માનનીય છે તેને માનું છું અર્થાત જેમ સત્ય બોલવું સર્વની સામે સારૂં અને મિથ્યા બોલવું નઠારૂં છે એવા સિદ્ધાંતોનો સ્વીકાર કરૂં છું અને જે મતમતાન્તરના પરસ્પર ઝગડા તેને હું પસંદ નથી કરતો; કેમકે એજ મતવાળાઓએ સ્વમતનો પ્રચાર કરી, મનુષ્યોને ફસાવી, પરસ્પર શત્રુ બનાવી દીધા છે. એ વાતનું ખંડન કરી સર્વ સત્યનો પ્રચાર કરી, સર્વને એક મતના કરી, દ્વેષ છોડાવી પરસ્પરમાં દઢ પ્રીતિ યુક્ત કરાવી, સર્વને સુખ લાભ પહોંચાડવા માટે મારો પ્રયત્ન અને અભિપ્રાય છે. સર્વ શક્તિમાન્ પરમાત્માની કૃપા, સહાય અને આપ્તજનોની સહાનુભૂતિથી " આ સિદ્ધાન્ત સર્વત્ર ભૂગોળમાં શીઘ્ર પ્રવૃત્ત થઇ જાય" જેથી સર્વ લોક સહજે ધર્મ, અર્થ, કામ, મોક્ષની સિદ્ધિ કરી સદા ઉન્નત અને આનંદિત થતા રહે એજ મારૂં મુખ્ય પ્રયોજન છે.

अलमतिविस्तरेण बुध्धिमद्वर्येषु ॥

**ओ३म् शन्नो मित्रं शं वरुणः। शन्नो भवत्वर्यमा॥**
**शन्न इन्द्रो बृहस्पतिः शन्नो विष्णुरुरुक्रमः॥ १ ॥**
**नमो ब्रह्मणे। नमस्ते वायो। त्वमेव प्रत्यक्षं ब्रह्मासि।**
**त्वामेव प्रत्यक्षं ब्रह्मावादिषम् ॥**
**ऋतमवादिषम्। सत्यमवादिषम्। तन्मामावीत्।**
**तद्वक्तारमावीत् आवीन्माम्। आवीद्वक्तारम्।**
**ओ३म् शान्तिः शान्तिः शान्तिः ॥**

---

આ પુસ્તિકા રામજી પુંજા 'આર્યપ્રકાશ' પ્રેસ, સ્ટેશનરોડ, આણંદમાં બાપુભાઇ કુ. પટેલે છાપી, અને તેજ સ્થળેથી પ્રસિદ્ધ કરી.